એક મધ્યસ્થ બેંક રહે છે. તેની શાખાઓ ગામડાંઓમાં વ્યાપક હોય છે. જો કે એમની ઉત્પત્તિ સને ૧૯૦૪માં ઇન્ડિયન કો–ઓપરેટીવ બેંક એકટ મુજબ થઈ છે છતાં એનો વિકાસ પુષ્કળ મદદ માંગે છે. સાધારણ રીતે આ સોસાઈટીઓની કુલ મૂડી રાા કરોડ અને ધીરધાર પંદરેક કરોડની છે. પરંતુ અવ્યવહારુ રીતે ધીરધાર કરવાથી અને દુકાળનાં વરસોથી ઘણા પ્રમાણમાં નાણાં ખોટાં થાય છે. આ સહકારી બેંકોના વિકાસનો પ્રશ્ન હમણાં હિંદમાં મોખરાનું સ્થાન ભોગવે છે. કોઈ રીતે નાણાં ખેડૂતોને સમયપૂરતાં ખેતીના સુધારા માટે મળી રહે એવી વ્યવસ્થા કરવાની સરકારની ફરજ છે.

સૂચનાઓ

હિંદના યુવાનોને શાસ્ત્રીય રીતે બેંકીંગની કેળવણી નાનાં શહેરોમાં પણ મળવી જોઈએ. રિઝર્વ અને ઇમ્પિરિયલ બેંકમાં વધારે પ્રમાણમાં હિંદી યુવકોને બેંકીંગની કેળવણી મળે તેવી ગોઠવણ થવી જોઈએ. નાની નાની બેંકો ઉપર વધારે સરકારી દેખરેખ અને આર્થિક મદદ અપાવાં જોઈએ. દરેક યુનિવર્સિટીએ બેંકીંગના ગ્રેજ્યુએટો બહાર પાડવા માટે તેના શિક્ષણની ગોઠવણ કરવી જોઈએ.

આપણે ત્યાં અગાઉ મારવાડી શરાફો વધારે વ્યાજ માટે પંકાયલા હતા. તેમના પછી પઠાણોએ શ્રમજીવીઓને ભારે સતાવવા માંડ્યા હતા. ભાવનગરમાં ખેડૂતોનું ૮૮ લાખ રૂપિયાનું દેવું ૧૯ લાખમાં ભરપાઈ થઈ શક્યું હતુ. હિંદમાં ખેડૂતોને કરજમુક્ત કરી જમીન તેને સોંપવાની જરૂર છે.

તા. ૨૧–૯–૪૦

# આયુષ્યની દોરી

શ્રી. કાન્તિલાલ મ. ગાંધી

ખરું કહું તો વિજ્ઞાનની અસાધારણ પ્રગતિથી કેટલાક લોકોનાં ભેજાં છેક છકી ગયા છે. જાણતા હોય તો જાણે ધૂળ નાખી, પણ કેટલાક તો જાણે કંઈ નહિ તો યે રોફ મારે છે મોટા સર્વાંવદ જેવો. જગતના બધા વૈજ્ઞાનિકોની જાણે પળવારમાં પરીક્ષા કરી નાખી હોય અને એ બધાને નિષ્ફળ ઠરાવનાર ન્યાયાધીશ પોતે હોય તેવી છટાથી આવા લોકો બોલે છે. " વિજ્ઞાને આમ કર્યું અને તેમ કર્યું એ તો ઠીક, સમજ્યા મારા ભાઈ, પણ આયુષ્યની દોરી વિજ્ઞાનના હાથમાં છે ? "

આવા લોકોને જવાબ પણ શો આપવો ? 'ના' કહીએ તો તેમને બોલવાનું વધારે ફાવી જાય છે. "થયું ત્યારે ! મૂકોને વિજ્ઞાનને, વિજ્ઞાન વિજ્ઞાન શું કરો છો ? સોય અને દોરા બનાવતાં તો રાંડીરાંડને પણ આવડે છે. એમાં વિજ્ઞાને ખાસ શી ધાડ મારી ! આયુષ્યની દોરી જો વિજ્ઞાન શોધી શકતું હોય તો વિજ્ઞાન કંઈક છે એમ સ્વીકારીએ."

માનવસ્વભાવ શું આટલો બધો અધીરો હશે ! વૈજ્ઞાનિક સંશોધન શું એક લાડવો છે કે ગડબ દઈ ને મોંમાં મૂકી દેવાય અને પટ દઈ ને પચી જાય ! વિજ્ઞાન માનવકુળની જેમ જેમ વધારે ને વધારે સેવા કરતું જાય છે તેમ તેમ માનવીનો લોભ પણ વધતો જ જતો જણાય છે. ચકમકમાંથી દીવાસળી અને દીવાસળીમાંથી ચપ દઈ ને બત્તી કરવાની ચાંપ વિજ્ઞાને આપી તો યે હજી ખીસામાં અને પથારીમાં એ ચાંપ લઈ ને ફરવાનો શોખ જન્મેલો ઊભો જ

છે. ગાડાં, ખટારાથી વધીને રેલવે મળી, રેલવેથી વધીને એરોપ્લેન મળ્યાં પણ હજી માનવીનું મન તો મનના વિચારોના જેટલી ઝડપનાં વાહનો માગી રહ્યું જણાય છે. ગ્રામોફોનથી વધીને રેડિયો મળ્યો, રેડિયોથી વધીને ટેલિવીઝન મળ્યું છતાં યે સ્પર્શ, સુગંધ, દર્શન અને શ્રવણ બધું જ અનુભવી શકાય તેવા સ્મેલટચ ટેલિવીઝનની રાહ જોવાઈ જ રહી છે. નદીકૂવાના નળ બન્યા, લાકડા-કોલસાની ગેસ-પાઈપો બની, દૂધ ઘીની વીટામીન-ટીકડીઓ બની છતાં યે આજે દાળભાત રોટલી શાકની કડાકૂટ મટી જાય તેવી ટીકડીઓનો પ્રવાહ ટપકાવે તેવા નળની કલ્પના ઊભી જ છે. કંઠસ્થ સાહિત્યને બદલે પુસ્તકો છપાવા માંડ્યાં, પુસ્તકોમાં લખેલું અનુભવવા પ્રયોગ-શાળાઓ ઊભી થઈ છતાં હજી જ્ઞાનતૃષા તો છિપાઈ જવાને બદલે વધતી જ જાય છે.

મને તો લાગે છે કે માનવકુળ પૂર્ણતા પામવા-ના પંથે પળી રહ્યું છે. અને આજે તો બધાને આ પૃથ્વીનું સ્વર્ગ બનાવી દેવાની જ તાલાવેલી લાગી ગઈ છે. બધા સુખી થઈ જાય, જગતમાં સર્વત્ર શાંતિ સ્થપાઈ જાય, કોઈ ને કશાં આધિવ્યાધિઉપાધિ ના થાય, કોઈ મરે જ નહિ, બધા જ હસેખુશે અને મઝા કરે-બસ બધું જ ઠીકઠીક થઈ જાય તો જીવવાની કેવી મઝા પડે એવું આપણે બધા જ ઇચ્છી રહ્યા છીએ, પરંતુ તે સ્થિતિ આ દુનિઆમાં તુર્ત જ સ્થાપવા માટે આપણે શું ફાળો આપીએ છીએ તેનો તો આપણામાંથી બહુ થોડા જ વિચાર કરીએ છીએ. આપણી બાપડી બ્રિટિશ સરકાર જ જુઓને! જગતશાંતિ અને સાચું લોક-શાસન સ્થાપવા કંઈ ઓછી મથામણ કરી રહી છે! પણ એક બાજુ પેલો હિટલર અને બીજી બાજુ આ ગાંધી એની મહત્ત્વાકાંક્ષાઓ ક્યાં પૂરી પાડવા દે છે! બન્ને જણા એના પેટ ઉપર જ કાપ મૂકવાની વાત કરે છે પછી જગતમાં શાંતિ તે ક્યાંથી સ્થપાય!

બાકી દરેક માનવી જો શાંતિસ્થાપનાના મહા-કાર્યમાં કંઈ ને કંઈ ફાળો આપવો શરૂ કરી દે તો એકવાર તો ઈશ્વર પણ જખ મરી જાય તેમ છે. ઈશ્વર તેના હાથમાં ગમે તેટલા જોરથી આયુષ્યની દોરી ખેંચી રાખે તોપણ ટગ ઑફ વૉરમાં તો આપણે બધા સત્યવાનની સાવિત્રીની જેમ જીત્યા વગર ન જ રહીએ.

અને ઈશ્વર સામે આયુષ્યની દોરડી ઉપર ટગ ઑફ વૉર શરૂ પણ થઈ ગઈ છે. તે દોરડીનો છેડો પકડનારા કેપ્ટનો સ્ટેઈનાચ, સેડ, વૉરોનૉફ વગેરે વૈજ્ઞાનિકો જ છે. પણ હાલમાં એમની મદદે ચઢનારા બહુ થોડા છે તેથી ઈશ્વર જરા ફાવી જતો દેખાય છે, બાકી અંતે તો ઈશ્વરની જ હાર છે અને ઈશ્વર કદાચ હારશે નહિ તોપણ સામા પક્ષના પ્રયત્નની કદર કરીને ખેલાડીની રીતે-સ્પૉર્ટ્સ્મેનશીપ-દોરી છોડી દેશે હવે આપણે જોઈએ કે આયુષ્યની દોરીની ખેંચા-ખેંચની રમત આજે કઈ અવસ્થાએ પહોંચી છે.

પંડિત મદનમોહન માલવીયજી તેમની સનાતન ધર્મની, બનારસ વિદ્યાપીઠની કે રાષ્ટ્રીય મહાસભા-ની સેવાઓથી જેટલી ખ્યાતિ મેળવી શકયા છે તેનાથી અધિક ખ્યાતિ તેમના કાયાકલ્પપ્રયોગથી મેળવી ગયા છે. કાયાકલ્પપ્રયોગથી માલવીયજી ચાલીસ વર્ષના જુવાન જેવા થઈ ગયા એ સમાચાર કોને આનંદજનક નહિ લાગ્યા હોય- માલવીયજીને ખાતર નહિ તો પોતાને ખાતર પણ? પોતે પણ એક દિવસ એ પ્રયોગનો લાભ ઉઠાવીને પાછી જુવાની પ્રાપ્ત કરી શકશે એ ખ્યાલ જ કેટલો બધો આનંદ આપનારો છે! જીવવાનો અને તે પણ તંદુરસ્ત જુવાનની જેમ જીવવાનો મોહ કોને નથી?

આ કાયાકલ્પપ્રયોગે આપણી સમક્ષ એ બતાવી આપ્યું કે વૃદ્ધ અવસ્થાને વર્ષના આંકડાઓ સાથે ઝાઝો સંબંધ નથી પણ શરીરની અમુક દશા સાથે સંબંધ છે. ૭૦ કે ૭૫ વર્ષની ઉમર થાય એટલે બુઢ્ઢા જ થવાય એવું કંઈ નથી. શરીરની એવી જ અવદશા જો ૨૫ વર્ષની ઉમરે થાય તો ૨૫ વર્ષનો માણસ પણ બુઢ્ઢો જ ગણી શકાય, અને ૨૨૫ વર્ષ વિતાવેલો માણસ જુવાન પણ હોઈ શકે. વૃદ્ધ થવું એટલે શરીરનું અંદરથી અમુક પ્રકારનું બદલાઈ જવું અને નહિ કે અમુક વર્ષોની ઉમર થવી. રોગ-

દેશ માટે વૃદ્ધાવસ્થાની ઉંમરના આંકડા જુદા જુદા જ હોય છે, અને હજી વિજ્ઞાનની મદદથી એ આંકડાઓ સદંતર બદલી શકાય તેમ છે

કાયાકલ્પ એ અશક્ય વસ્તુ નથી અનંમત્ત મૃત્યુને સદંતર જીતી લેવુ એ હજી અશક્ય જ રહ્યુ છે પરંતુ મૃત્યુને ખૂબ દૂર ઠેલી મૂકવાની શક્યતાઓ તો આધુનિક વિજ્ઞાને રજૂ કરી છે માનવશરીરનો ફેરફાર દ્વિધા થાય છે જન્મ પછી વિકાસરૂપે ફેરફાર (Growth) થાય છે અને અમુક હદ પછી વિકાસ અટકી જઈને ક્ષય (decay) થવા માંડે છે આ અવસ્થાએ શરીરના અંગ-ઉપાંગોમા જે ઝડપે નુકસાની ખાડો પડતો જાય છે તે જ ઝડપથી તે ખાડો પાછો પુરાઈ શકવાના અભાવે શરીરનું સમતોલપણુ ખસતું જાય છે અને એક ઘડીએ તે સમતોલપણું પૂરેપૂરુ ખસી જાય છે, જેને આપણે મૃત્યુ કહીએ છીયે અકસ્માત મૃત્યુમા ઉપાંગોના ક્ષયના કારણે નહિ પણ ધક્કો, દબાણુ કે ઝેરના અત્યંત બળને લીધે સમતોલપણુ ખસી જાય છે તેથી તત્કાળ મૃત્યુ થાય છે

તાજેતરમા શરીરના આ નુકસાની ખાડાને પૂરીને જીવન પાછુ ચાલુ રાખવાના અખતરાઓ સફળ થતા જાય છે જેવી રીતે નરમ પડી ગયેલા ટકોરાવાળા ઘડિયાળને ચાવી આપવાથી તે પાછુ તેજદાર થઈ જાય છે તેવી જ રીતે ઢીલા પડી ગયેલા માનવીઓને પુન જીવન આપી તેમનુ આયુષ્ય વધારી શકાય છે બંધ પડી ગયેલુ ઘડિયાળ ચાવીથી ચાલુ થાય છે પણુ મરી ગયેલા માણસને એકદમ જીવતો કરી શકાતો નથી તે છતા આયુષ્ય વધારી શકાય છે એ રહસ્ય પણ શુ ઓછુ આશાસ્પદ છે?

હજારો વર્ષોથી કીમિયાગરો બે વસ્તુની શોધમા પડયા છે એક તો પારસમણિ (Philosopher s Stone) કે જેના સ્પર્શથી લોખંડ સુવર્ણ બની જાય અને બીજી વસ્તુ તે અમૃત અથવા સંજીવની (Elixir of Life) કે જે પી લેવાથી મૃત્યુ જ ન થાય. કીમિયાગરોના આ બન્ને સ્વપ્નાં સાચા પડવાના લક્ષણો આજે દેખાય છે ધાતુરૂપાંતર (Transmutation of metals) ની શોધથી કોઈ પણ ધાતુમાંથી કોઈ પણ બીજી ધાતુ બનાવવાનું શક્ય બન્યુ છે અને સંજીવની તો હજી શોધાઈ નથી પરંતુ સંજીવની સુધી લઈ જાય તેવા આશાપ્રદ પ્રયોગો તો નોંધાઈ ચૂકયા છે

ચીકાગો યુનિવર્સિટીના પ્રો ચાઈલ્ડે અવલોકર્યું છે કે પાણીના પોરા (flatworms) ને ભૂખ્યા રાખવાથી તેઓ વધારે જીવે છે આપણામા પણુ એવી રીતે વધારે જીવવાની શક્તિ અમુક પ્રમાણમા છે જ આપણે થોડા ઉપવાસથી થાકી જઈએ અને મરી પણુ જઈએ, પણુ પાણીના પોરા તો સદંતર ખુવાર થયેલો જેવી રીતે જીવનનું ધોરણુ ઘટાડી નાખીને જીવન ખેંચી શકે છે તેવી રીતે જાતે જ કદમાં સૂક્ષ્મ થતા જાય છે અને પોતાના જ અંગનું ભક્ષણુ કરીને જીવે છે મહિનાઓ સુધી આ પોરા આવા ઉપવાસ કરી શકે છે, અને તેમનુ મૃત્યુ તો છેક સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાચ વડે તેમને જોઈ શકાય તેટલા નાના કદના થઈ જતા સુધી પણુ થતું નથી' આ રહસ્ય આશ્ચર્યજનક છે પણુ આપણુને લાભકારક છે સૂક્ષ્મ થઈ ગયેલા પોરાને પાછો ખોરાક આપવાથી કદ વધે છે અને વળી પાછા ભૂખ્યા રાખવાથી સૂક્ષ્મ થઈ જાય છે ખોરાક અને ઉપવાસનુ ધોરણુ સાચવવાથી આ પોરાઓનાં શરીરનુ અમુક ધારેલુ કદ સદાને માટે પણુ સાચવી શકાય છે આ પ્રમાણે alternate feeding and starving નો અખતરો અજમાવીને પ્રો લીલી (Lillie) એ નોંધ્યુ છે કે બે સમવયસ્ક પોરામાના એક ઉપર આ અખતરો અજમાવ્યો અને બીજાને તેનું કુદરતી મૃત્યુ પામવા દીધો તો અંતે એમ જણાયુ કે અખતરાવાળો પોરો બીજા પોરાની ૧૯ મી પેઢી મરી પરવારી ત્યાં સુધી જીવ્યો માણસ પણ જો આ પ્રમાણે ૧૫ દિવસ જમે, ૧૫ દિવસ ઉપવાસ કરે વળી પાછો જમે-એમ કર્યા કરે તો ૧૯ પેઢી એટલે કે લગભગ ૨૦૦૦ વર્ષ જીવી શકે ! જિસસ ક્રાઈસ્ટે આ અખતરો કર્યો હોત તો આજે આપણે તેમના દર્શન કરી શકયા હોત ! હિમાલયની તળેટીમાં

હજાર વર્ષની ઉમરના યોગીઓ મળી આવે છે તેઓ શું આવો તો કંઈ અખતરો નહિ કરતા હોય ને !

એકલાં જીવડાંઓ ઉપર જ આવા પ્રયોગો નથી થયા, જનાવર અને માણસ ઉપર પણ આવા પ્રયોગો થયા છે અને હજી થાય છે. માણસો ઉપર પ્રયોગો અજમાવવાની મુશ્કેલી એ છે કે પ્રયોગ કરનારાની ઇચ્છા મુજબ જ પ્રયોગ હેઠળના માણસનું ભેજું કામ કરતું હોતું નથી. શરીર ઉપરાંત મનનું વર્તન પણ પ્રયોગો ધૂળધાણી કરી નાખે છે. ઉંદર ઉપર તો તેને પાંજરામાં પૂરીને પણ અખતરા થાય, પણ કયો બુદ્ધિશાળી પુરુષ પોતાની ઉપર અખતરા થવા દેવા પાંજરામાં પુરાવા તૈયાર થાય તેમ છે ?

સ્ટેઈનાચ, સેંડ અને વોરોનોફે આદરેલા પુનર્જીવન (rejuvenation) ના પ્રયોગો ધ્યાન ખેંચે તેવા છે. તેમનું કહેવું એમ છે કે માનવશરીરનાં બધાં ઉપાંગોની સાથે Ductless glands નામની ગ્રંથિઓ પણ ઘસાઈ જાય છે. જો આ મૂળ ગ્રંથિઓને પાછી જાગ્રત (activate) કરવામાં આવે તો બીજાં બધાં અંગો તો પાછાં આપમેળે જીવતાં થઈ જાય અને પોતાની મૂળની તીવ્રતા મેળવી લે. આ બધી ગ્રંથિઓમાં પણ પાછી Testis નામની ગ્રંથિ જો પહેલી ચાલુ થાય તો બીજી ગ્રંથિઓને જીવવાનો વેગ મળી રહે છે.

સ્ટેઈનાચે મૃત્યુ સમીપ પહોંચેલા ઉંદરડાઓની testis માં Hormone નામનો પદાર્થ બનાવનારો જે ભાગ છે તેને જાગ્રત કરીને ઉંદરડાઓને પાછા મૂળ રૂપમાં જ સજીવન કર્યા છે. તે જ ઉંદરો ફરી પાછા મરવા પડ્યા ત્યારે ફરીથી પાછું તેમ જ કરીને જિવાડ્યા. આ પ્રમાણે ત્રણ વખત ઉંદરડાને પુનર્જીવન આપી શકાયું પણ આખરે ચોથી વખતે તો તે મરી જ ગયા.

વોરોનોફે તો આ પ્રયોગ મનુષ્યો ઉપર પણ અજમાવ્યો. તેના એક મિત્રે આ પ્રમાણે પુનર્જીવન મેળવ્યું એટલે તે તો પાછો નાચ–જલસામાં પડી ગયો. તેના મિત્રોએ કહ્યું, " અલ્યા, બચ્યો છું તો હવે તો જપીને બેસ, નકામો પાછો મરવા પડીશ. " તેણે મિત્રોને જવાબ આપ્યો કે, " દોસ્તો, ગભરાઓ મા, હું ફરીથી વોરોનોફ પાસે જઈશ." અને તેણે તેમ જ કર્યું. વોરોનોફે ફરીથી તેના જીવન-ઘડિયાળને ચાવી મારી આપી અને ફરીથી તે જીવ્યો. હજી તેના મર્યાના સમાચાર આવ્યા નથી.

પણ આ પ્રમાણે પુનર્જીવન ક્યાં સુધી પહોંચે ! વૈજ્ઞાનિકોને મન આ એક મહાન કોયડો છે અને જે દિવસે તે ઊકલશે તે દિવસે પ્રાચીન કીમિયાગરોનું સંજીવનીનું સ્વપ્ન સિદ્ધ થયું ગણાશે આ કોયડો મોડોવહેલો ઊકલશે તો ખરો જ, કારણ કે પારસમણિ જો શોધી શકાયો છે તો સંજીવની પણ શા માટે નહિ !

---

## સૌખ્ય

હંસોને સુખ જે મળે ઉકરડે, કોકિલને પિંજરે,
ને જેવું મૃગબાલને રણ વિષે, કાંટામહીં પુષ્પને,
જેવું માનસરે ખિલંત કમળોને ગીચ ખાબોચિયે,
એથી યે સુવિશેષ સૌખ્ય અમને સંસારના સાગરે.

જટિલ

# વાડીકાકા

'સૌજન્ય'

**શા**ન્તા જો મંજરી જેટલુ સંસ્કૃત જાણતી હોત તો જરૂર બોલી ઊઠત, 'शुनीमन्वेति श्वा !' સાચે જ શાન્તા વાડીકાકાથી ત્રાસતી હતી તે ગમે ત્યા જાય ત્યા થોડીવાર પછી વાડીકાકા ડોકિયુ કરે જ જાણે શાન્તાનો પડછાયો ! ખરુ જોતા તો વાડીકાકાને શાન્તા આ રીતે જ્યા ત્યા 'અટકાય' તે ગમતુ ન હતુ તેમનું ચાલત તો તે શાન્તાને ઘરબહાર પણ નીકળવા ન દેત, પણ શાન્તા કંઈ વાડીકાકાથી ગાજી જાય તેવી હતી તે? તેણે તો એક બે વાર વાડીકાકાને સભળાવી દીધેલ

'હુ કંઈ પૂતળી નથી તે તમારી સામે ચોવીસે કલાક બેસી રહુ મને ગમશે ત્યા હુ જઈશ ને ફરીશ' આ સાભળી વાડીકાકા દાઢી પર હાથ ફેરવી રહેતા

'પણ હું તને ફરવા જવાની ક્યા ના પાડુ છુ? પણ તારે ક્યા જવુ છે તે તો કહે? લેને હું સાથે આવુ'

'ત્યા તમારુ કામ નથી હુ મારા મિત્રોને મળવા જાઉ છુ' અને જોબનવતી શાન્તા રૂમઝૂમ કરતી વાડીકાકાની આંખો અને દિલને દઝાડતી ચાલી જતી વાડીકાકા હીંચકાને એક પગે ધક્કો મારી ગતિમા રાખતા—જાણે ઠણકી જતા દિલને ધકેલતા ન હોય? અને તેમની ટેવ પ્રમાણે કંઈ ન સૂઝે ત્યારે પાન બનાવવા મંડતા

શાન્તા વાડીકાકાની ત્રીજીવારની પત્ની હતી પહેલી પત્ની તો સુવાવડમાં જ સ્વધામ પહોચી ગયેલી બીજીને ક્ષય થયેલો અને તે પણ ઘસતી ઘસતી વાડીકાકાને છોડી ચાલી ગઈ વાડીકાકાને એ બે પત્નીઓ મરી ગઈ તેથી જેટલુ દુ:ખ થયેલુ તેનાથી સવિશેષ દુ:ખ તો તેમને એક વસ્તુથી થતું હતું તેમની ખાસી પિસ્તાલીસેક વર્ષની ઉમર થઈ હશે પણ એકે છોકરુ થયુ ન હતું તેમની પૂજી, તેમનો બંગલો, તેમનું હોશે વસાવેલુ રાચરચીલું ભોગવનાર કોઈ પાછળ ન હતું તેથી તેમને અકળામણ થતી હતી આખુ ઘર જાણે કરડવા ધાતુ હતું અને ઓરડાની ભીંતો તેમને ભીંસી રહી હોય તેમ તેમને ગૂગળામણ થતી હતી તેથી છોકરાની આશાએ તે શાન્તાને પરણ્યા શાન્તાની ઉમર વીસેક વર્ષની હશે માધી દડીની, ભરાવદાર શરીરની અને દેખાવડી શાન્તાએ બંગલામા પગ મૂક્યો ત્યારથી વાડીકાકાને પણ જોબન ચઢ્યુ તેમનું શરીર એકવડુ હતુ તેથી કંઈ તે હાડપિંજર જેવા દેખાતા ન હતા માથે ધોળા આવ્યા હતા તેથી કંઈ તે વૃદ્ધમા ખપતા ન હતા એમને તો યુવાનોમા ખપવા ઘણી વાર જોરથી ખૂંખારો કરતા જો કે તેમ કરવા જતા તેમનો ખૂંખારો કેટલીક વાર લાંબી ઉધરસમા ફેરવાઈ જતો અને ગળફો લીધા વગર તે બંધ રહેતો નહિ વાડીકાકાને તો કોઈવાર એમ લાગ્યુ ન હતુ કે તે શાન્તાને નહિ ગમે તેમને તો ખાતરી હતી કે તે શાન્તાને બંગલાથી ગાડીથી અને પૈસાથી ખુશખુશ કરી દેશે અને વાડીકાકા વૃદ્ધત્વના બારણા ઠોકતા હતા તેથી શુ તેમનો પ્રેમ કંઈ ઘરડો થતો જતો હતો? એ તો પ્રેમ માપવાની કોઈએ પારાશીશીની શોધ કરી નથી, નહિ તો વાડીકાકા જરૂર બતાવી શકત કે તેઓ શાન્તા માટે કેટલો બધો પ્રેમ રાખે છે કદાચ મરનાર પત્ની તરફ આનો અડધો યે પ્રેમ નહિ દેખાડ્યો હોય શાન્તાને જોઈને જ વાડીકાકા પાણી પાણી થઈ જતા—કહોને તેઓ શાન્તા પર આફરીન હતા શાન્તાના શરીરમાંથી તેમને જોબનના ફુવારા ઊડતા દેખાતા શાન્તાના અનુપમ દેહમાંથી સૌન્દર્યના ઝરણા વહેતા દેખાતા શાન્તાના અવાજમાં તેમને કોકિલાના ટહુકા સભળાતા શાન્તાની ચાલમાં તેમને ચંચળ હંસની ચાલ દેખાતી વાડીકાકા યે શાન્તાની માફક સંસ્કૃત જાણતા ન હતા એટલુ જ, નહિ તો તેઓ પણ કાલિદાસ કે ભાસમાંથી જરૂર એકાદ શ્લોક લલકારી દેત

શાન્તા સામી ખુરશીમાં બેસે તો યે તેમને ઝંપ ન થાય. મોં કટાણું કરી તે બોલી ઊઠે:

'લે,, ત્યાં શું બેઠી? અહીં મારી જોડે હીંચકા પર બેસને?' અને શાન્તા માટે જગ્યા પણ કરતા, પણ હઠીલી શાન્તા તેમની જોડે ભાગ્યે જ બેસતી.

વાડીકાકાએ શાન્તા માટે શું કર્યું તેના કરતાં શું ન કર્યું તેનો જ વિચાર કરવો ઠીક પડશે. જુઓ, પોતાને ફરવા જવાની ટેવ ન હતી પણ શાન્તાની જોડે ફરવા જવાનું તે ભાગ્યે જ ચૂકતા. શાન્તા ના પાડે છતાં વાડીકાકા તો હાથમાં તેમની સોટી લઈ તૈયાર થઈ ઊભા જ રહે. અને વાડીકાકા રસિક ન હતા એમ પણ કેમ કહેવાય? શાન્તા સાથે તેમણે કેટલાં યે નાટકો અને સિનેમાઓ જોયાં હતાં. અને તે તો ક્યાં તૈયાર ન હતા? એ તો શાન્તા બસ નાટકોના રસથી ધરાઈ ગઈ. બાકી વાડીકાકા તો શાન્તાની 'હા'ની જ રાહ જોઈ રહ્યા હતા. તે રોજ બે વખત શાન્તાને પાન બનાવી આપતા, અને પોતાને માટે બનાવેલું પાન શાન્તા તેને હાથે મોંમાં મૂકે તેવો તેમનો આગ્રહ હતો. પણ એ ઘેલી શાન્તાને ક્યાં પ્રેમ કરતાં જ આવડતું હતું? એ તો વાડીકાકાએ જ હિંમત કરી એકવાર કહેલું.

'તને પ્રેમ કરતાં યે આવડતો નથી.'

'તો શીખવો ને?'

'હું કહું તેમ કર ને! મારું તો માનતી નથી.' વાડીકાકા શાન્તાના મોં નજીક મોં લાવી કહેતા અને આવા સમયે તેમને દિલ કે દિમાકનું ભાન રહેતું ન હતું.

શાન્તામાં જો માણસની કદર કરવાની શક્તિ હોય તો તેણે જ કબૂલ કરવું જોઈએ કે વાડીકાકામાં તેના કરતાં યે સવિશેષ સૌન્દર્યની દૃષ્ટિ વસેલી હતી. શાન્તાને કઈ સાડી, કેવું બ્લાઉઝ, કેવી બંગડીઓ, કેવો હાર સારો લાગશે તેની ચિંતા જેટલી શાન્તા નહોતી કરતી તેના કરતાં યે વધારે ચિંતા તો વાડીકાકા કરતા. કોઈ કોઈવાર તો પોતે જ શાન્તાના માથામાં ગુલાબનું ફૂલ ગોઠવતા-એટલા હેતથી કે જાણે પોતાનું હૃદય તેના હૃદયમાં ન ગોઠવતા હોય! અને તેમની સૌન્દર્યરાણીને હૃદય સાથે ચાંપી ચુંબનોમાં નહોતા ગૂંગળાવતા?

વાડીકાકા આટલું આટલું કરતાં છતાં કોણ જાણે કેમ પણ શાન્તા બસ તેમનાથી દૂર ને દૂર રહેવા પ્રયત્ન કરતી. વાડીકાકા તેની સાથે પ્રેમ કરે તે યે તેને ન ગમે. વાડીકાકા લાડ કરે તે યે તેને ન ગમે. વાડીકાકા તેને પંપાળે તો જાણે તેમના સ્પર્શથી દાઝતી હોય તેમ તેમનાથી દૂર રહેવા પ્રયત્ન કરે. જ્યાં વાડીકાકાની કદર જ નહિ ત્યાં પૂછવું જ શું?

વાડીકાકાના કોડ હતા કે પતિપત્નીએ ઘરમાં જ કિલકિલાટ કરવો, પ્રેમની વાતોમાં અને પ્રેમમસ્તીમાં નિમગ્ન રહેવું. શાન્તાએ તેમની સાથે બેસી મજા કરવી અને ક્યાંય બહાર ન જવું. નવોઢા શાન્તાએ શરૂઆતમાં તો પતિદેવની આજ્ઞા શિરે ચઢાવી. પણ તેનું હૃદય તો અકળાવા લાગ્યું. એ જ કરચલીવાળું મોં, એ જ એકવડું શરીર, એ જ પાંસળીઓના માળા જેવી છાતી જોઈ શાન્તા કંટાળી. તેને ઘરમાં ચેન પડતું ન હતું, તેમ વાડીકાકામાં યે રસ પડતો ન હતો. તેમની વાતોમાં યે મજા આવતી ન હતી. વાડીકાકા યે બસ એકની એક વાત કહેતા ધરાય જ નહિ. મોં મલકાવી પાન ચાવતા ચાવતા દેહ અને દિલને હીંચકા પર ઝોલે ચઢાવી વાડીકાકા પૂછતા:

'સાચું કહેજે હો! હું તને ગમું છું? તું મને ચાહે છે? હું તારે માટે શું કરું? મને એમ થાય છે કે તારે માટે આટલું આટલું કરું છું તો યે તું કેમ દૂર ભાગે છે?' અને નાટક ભજવતા હોય તેમ વાડીકાકા રસના ચટકા લૂંટતા.

'વહાલી શાન્તા! મારી હૃદયેશ્વરી! આમ આવ, તારા દિલ સાથે મારું દિલ મિલાવી દે. તારા સહવાસમાં હું જગતભરનાં દુઃખો ભૂલી જાઉં છું. શાન્તા, જો તું મને બેઠી પડે તો હું બધું યે જતું કરું. હું તને કેટલું ચાહું છું તે કેમ કરી બતાવી શકું! તને મારી પડી જ નથી, તને મારી કદર નથી.' કહી વાડીકાકા પાછા મોં ચઢાવી રિસાવાનો ડોળ કરી

મનમાં ઇચ્છતા કે હમણાં શાન્તા મનાવશે. પણ કમનસીબ વાડીકાકાની એ આશા વાંઝણી જ રહેતી.

શાન્તા તો કંટાળો અસહ્ય બન્યો ત્યારે તેના મૂળ સ્વભાવમાં આવી ગઈ. તેનો મસ્તીખોર સ્વભાવ, મશ્કરી અને ટીખળ કરવાની ટેવ તેને ઘરબહાર ખેંચી ગયાં. વાડીકાકાનો વિરોધ છતાં શાન્તા તો જોડના બંગલાઓમાં ઓળખાણ વધારવા લાગી, તેની સમાન વયની બીજી યુવતીઓ સાથે ખિલખિલાટ કરવા લાગી અને તેની નવી સહિયરોને આ હાસ્યના ફુવારા જેવી શાન્તા પ્રિય થઈ પડી. વાડીકાકાને ભય હતો કે શાન્તા જે દિવસથી બીજાઓની ઓળખાણ વધારશે ત્યારથી તેમના તરફ બેદરકાર બનશે. અને તેમનો તે ભય સાચો પડ્યો. તેમને એકલાને ઘરમાં ગોંધાઈ રહેવું પડતું હતું. ઘડીમાં અંદર અને ઘડીમાં બંગલાના બગીચામાં તે આંટા માર્યા કરતા. ઊંઘવા પ્રયત્ન કરે તો યે ઊંઘ ન આવે. નોકર અવરજવર કરતો હોય તો યે બેઠા થઈ જાય અને શાન્તાનાં દર્શન માટે આંખો સતેજ બને. છેવટે કંટાળી તે નોકરને શાન્તાને બોલાવવા મોકલતા અને શાન્તા 'આવું છું' કહી મોડી મોડી ઘેર આવતી. 'આવું છું' કહ્યા પછી યે શાન્તા ઝટ ન આવતી ત્યારે તો વાડીકાકાનો જીવ કપાઈ જતો. શાન્તા માટે બનાવેલું પાન જેમ કરમાઈ જતું તેમ તેમનું દિલ પણ કરમાતું. હીંચકા પર બેઠા બેઠા તે વિચારના ઝોલે ચઢતા.

'હું શું કરું તો શાન્તા મારા પર ખુશ રહે? પણ હું શું નથી કરતો તે? તે માગે છે તે કરતાં પણ વધારે કપડાં, વધારે ઘરેણાં, તેલ, અત્તર, પફ પાઉડર તો ખડું કરું છું. રોજ સાથે ફરવા જાઉં છું. રોજ ના પાડે છે છતાં માથું દબાવું છું. તેને ખુશખુશ રાખવા શું નથી કરતો તે?' જેમ જેમ વાડીકાકા વિચારસાગરના ઊંડાણમાં ઊતરતા જતા તેમ તેમ મૂંઝાતા જતા. કોઈક વાર તો વૃદ્ધ આંખોમાંથી આંસુ ટપકી પડતાં.

એકવાર તો શાન્તાને બોલાવવા બે વાર નોકર મોકલ્યો તોપણુ તે ન આવી. ધીરજ ન રહી એટલે પોતે ગયા. શાન્તા અને એ બંગલાવાળાં કેરમ રમતાં હતાં. પોતે ત્યાં થોડીવાર ઊભા રહ્યા છતાં ય શાન્તા બેદરકારીથી રમતી હતી અને વાડીકાકાનો જીવ કપાઈ જતો હતો. છેવટે ન રહેવાયું એટલે બોલ્યા:

'ચાલ ને?'

'શું કામ છે તે?' સ્ટ્રાઈકર ગોઠવતાં ગોઠવતાં શાન્તા બોલી.

'ચા નથી પીવી?'

'મેં તો ક્યારની યે પી લીધી.'

'પણ તારે માટે મુકાવી છે ને?'

'તમે તમારે પી જજો' છેવટે ઊંચી ઊંક કરી શાન્તાએ કહ્યું.

'પણ થોડુંક કામ છે.'

'આટલો દાવ પૂરો કરીને આવું છું, જાઓ.' અને વાડીકાકા ભારે પગલે પાછા ફર્યા. તેમનું હૃદય ભારે ભારે લાગતું હતું. ચા પીધા વગર તે ઢીલા થઈ બેસી રહ્યા. સાંજના જ્યારે શાન્તા ઘેર આવી ત્યારે ગળગળા અવાજે કાકલૂદી કરવા લાગ્યા:

'હું તારે માટે આટલી આટલી લાગણી, આટલો આટલો પ્રેમ રાખું છું છતાં તને તો મારી કંઈ જ પડી નથી. તારા વગર મેં કોઈવાર ચા પીધી છે? તારા વગર મેં કંઈ પણ ખાધું છે? તને ખુશ કરવા હું શું નથી કરતો? મારો એવો તે શું વાંક છે કે તું મારાથી દૂર દૂર ભાગે છે? મેં તારું શું બગાડ્યું છે તે તો કહે? તું મને કંઈક કહે તો મને મારી ભૂલ સમજાય ને? મારું એ કમનસીબ છે ને કે જેને હું ચાહું છું તેને જ મારી પડી નથી.' કહી વાડીકાકા આંસુ સારવા લાગ્યા. શાન્તા જરા ઢીલી તો પડી. થોડીવાર રહી બોલી

'તમે હાથે કરીને દુખી થાઓ છો. હું તમને ક્યાં દુઃખી કરું છું? હું ક્યાં તમારો કંઈ વાંક કાઢું છું તે? તમે જ કહો ને, કેમ કોઈ કહે તો તેની ચા ન પીવી? બસ આખો દિવસ ઘરમાં ને ઘરમાં ભરાઈ રહેવું? મારાથી બધું થશે પણ આમ ઘરમાં ને ઘરમાં નહિ ભરાઈ રહેવાય.'

'શાન્તા ! તું આમ નિષ્ઠુર કેમ બને છે ? તું મને ચાહતી નથી ? તું મારી એક દિવસ તો કદર કર ? તને મારે માટે કંઈ જ લાગતું નથી ? બોલ તો ખરી !'

'મહેરબાની કરી આવું નાટક ભજવશો નહિ. 'પ્રેમ કરું છું' એમ કહ્યું એટલે શું પ્રેમ થઈ જતો હશે ? અને આ બધાં પતિપત્નીઓ આમ પૂછતાં હશે ખરાં ?'

'તને મારી પડી જ નથી. જાણું છું કે હું તને ગમતો નથી. સારું, તને ફાવે તેમ કરજે.' કહી વાડીકાકા ફરીવાર આંસુ સારવા લાગ્યા અને નોકર જોઈ જાય તે પહેલાં અંદરના ઓરડામાં જઈ પથારીમાં પડ્યા.

વાડીકાકાના આવા વર્તનથી શાન્તાને ઊલટું માઠું લાગ્યું. તે ફરવા ન ગઈ અને ચોપડી પકડી બગીચામાં ખુરશી નંખાવી બેસી રહી. તેને એમ જ લાગ્યા કર્યું કે વાડીકાકા હાથે કરીને દુઃખ વહોરી લે છે. વાડીકાકા માટે દિલમાં પ્રેમ થાય એમ તેને ન લાગ્યું. વાડીકાકા જે માગતા હતા તે તો શાન્તા આપી શકે તેમ ન હતું. શાન્તાને તો જેટલો આનંદ તેની મિત્રોની વાતોમાં મળતો તેટલો વાડીકાકાની પ્રેમભીની વાતોમાં પણ નહોતો મળતો. હવે તો તે એની સહિયરો સાથે ફરવા જતી. વાડીકાકાએ પણ જોયું કે શાન્તા નહિ માને, એટલે તેમણે પણ આગ્રહ કરવાનું છોડી દીધું. શાન્તા ક્યાં રહે છે, કોની સાથે ફરે છે અને શું કરે છે તે જાણવાની તેમની ઇંતેજારી સતેજ રહેતી છતાં પ્રયત્નપૂર્વક દુર્લક્ષ આપતા. આ બધા સંજોગોનો લાભ લઈ શાન્તાનું જોબન તેને દૂર દૂર–જ્યાં હૃદયને શાંતિ મળે તેવે માર્ગે ઘસડી ગયું.

થોડાક દિવસો પછી તો વાડીકાકાના કાને પણ કંઈની કંઈ વાતો આવવા લાગી. તે બહાર નીકળતા ને લોકો આંગળીઓ ચીંધતા. એકવાર તો તેમણે પાછળથી સાંભળ્યું :

'જવા દોને, સાઠો પોણિયો છે, બૈરીથી દબાઈ ગયો છે. બાયડી બીજાના ઘરમાં પડી રહે છે તો યે આંખ મીંચે છે !'

'તે કરે શું ? એવી ટામેટા જેવી બૈરી આને શું વશ રહે ? અને આ ઘરડા ઢાંસલાને કરે યે શું ?'

આ શબ્દો વાડીકાકાના હૃદયમાં શૂળની માફક ભોંકાયા અને ત્યારથી તેમના હૃદયમાં શંકાનાં બીજ નંખાઈ ગયાં. ત્યારથી તેમની ઊંઘ હણાઈ ગઈ, ત્યારથી તેમની આશા ભંગ થઈ, ત્યારથી તેમનો જીવનરસ પણ સુકાઈ ગયો.

તે દિવસથી વાડીકાકા શાન્તાને ધારી ધારીને જોતા હતા. તેનાં એકેએક અંગ-ઉપાંગને ઝીણી આંખે નીરખતા હતા. કોણ જાણે કેમ પણ વાડીકાકા દબાઈ ગયા હતા. તેમની શાન્તાને કહેવાની હિંમત ચાલતી ન હતી. આટલા દિવસના અનુભવથી વાડીકાકા શીખ્યા હતા કે શાન્તાને ઠપકો આપતાં તે ઊલટી બમણી ચિઢાતી, અને તેઓ ચિઢાયેલી શાન્તાને જોવા તૈયાર ન હતા. હૃદયમાં કેટલી યે વાતો સળવળ થઈ બહાર નીકળવા મથતી હતી પણ બધી યે હોઠે આવેલી પાછી જતી. શાન્તાના ચારિત્ર પરની ટીકાઓ સાંભળી છતાં તે કંઈ પણ બોલી શક્યા નહિ, ઊલટા એકલા એકલા આંસુ ખેરવી ચૂપ રહ્યા. પોતે કંઈ પણ કહી શકતા નથી અને આ અનિષ્ટને અટકાવી શકતા નથી તે ભાનથી તો ઊલટા તે વધુ ને વધુ નરમ પડતા.

આવી આવી આદતોથી વાડીકાકાની તબિયત પણ બગડી. શાન્તા વિવેકની ખાતર તેમની ખબર પૂછતી. કોઈક વાર મોસંબીનો રસ કાઢી આપતી, કોઈક વાર માથું દબાવતી પણ બધું યે ઉતાવળાં, ફરવા જવાના અને બાગ કરવાના બચાવેલા સમયમાં. વાડીકાકાને પણ શાન્તા માટે હવે કોઈ પણ પ્રકારની આશા ન હતી. ઉધરસ ખાતાં ખાતાં તેમણે કહેલું:

'જાને, ફરવા જવાનું મોડું થશે. પેલાં તારી રાહ જોતાં હશે, મને તો હવે ઠીક થઈ ગયું છે.'

'ત્યારે જાઉં.'

'હા હા. વળી ફરવા ગયા વગર તે ચાલતું હશે ? પેલાને ધક્કો પડે ને !'

અને શાન્તા 'આ તો એમની બોલવાની

ટેવ છે' એમ માની આનંદ લૂંટવા ઉતાવળા પગે નીકળી પડી.

એક દિવસ તો વાડીકાકાને પરણવા માટે પણ પસ્તાવો થવા લાગ્યો. દુભાયેલો જીવ શાંતિ શોધતો હતો અને શાંતિ માટે ગીતામાં એ આશ્વાસન શોધવા લાગ્યા. રોજ એકલા ફરવા જતા અને આવી ઈશ્વર-સ્તવન કરતા. તેમનો વિચાર શાન્તાને અને એની વાતોને ભૂલી જવાનો હતો. પોતાની જાત માટે પણ તે બેદરકાર બન્યા હતા. આનો અર્થ એ નથી કે શાન્તાને સાવ ભૂલી ગયા હતા કે તેની સાથે ઘરમાં બોલતા યે ન હતા. એમ તો ખાતી વખતે પણ તેઓ વાતો તો કરતા, પણ પહેલાંના જેવી જીવનના સૂક્ષ્મ પ્રશ્નોની નહિ. શાન્તા પોતાની પત્ની નથી તે રીતે જ વાડી-કાકા તેની સાથે વર્તતા.

–પણ વાડીકાકાની આંખોએ એક સાંજના ફરીને આવી આ શું જોયું? છેક આટલી હદે શાન્તા પહોંચી ગઈ છે! આ માની ન શકાય તેવું દૃશ્ય જોઈ વાડીકાકાનું લોહી પણ થીજી ગયું. નીચે મોં રાખી, આંખો બંધ કરી તે ઓરડામાં જઈ કપડાં પણ ઉતાર્યા વિના પથારીમાં લોથપોથ થઈ પડ્યા. શરીરમાંથી ચેતનતત્ત્વ ઊડી ગયું હોય ને માત્ર સ્થૂલ દેહ પડ્યો હોય તેમ વાડીકાકા ક્યાંય સુધી શૂન્યમનસ્ક પડી રહ્યા.

અને શાન્તા! તે ઘર બહાર નીકળતી ન હતી તેમ વાડીકાકા સામે નજર પણ જોડી શકતી ન હતી. વાડીકાકા હમણાં ઠપકો આપશે, હમણાં હૃદયનાં દ્વાર ખોલી ધગધગતા લાવામાં દઝાડશે એવી મનમાં ધારતી રહેતી હતી. પણ વાડીકાકા નિત્યક્રમમાંથી ચ્યુત થયા ન હતા એ પ્રસંગ પર એક શબ્દ સરખો પણ કાઢતા ન હતા તેઓ જાણે કંઈ જ બન્યું નથી તેમ શાન્તા સાથે પહેલાંની જેમ વાતો પણ કરતા હતા. પણ શાન્તા બોલી શકતી ન હતી. તેમનું મૌન શાન્તાને અકળાવતું હતું. શાન્તાને ચેન પડતું ન હતું. શાન્તાથી ન રહેવાયું, તેણે જ કહ્યું:

'હું સાથે ફરવા આવી શકું?'

'ઘણી ખુશીથી.' વાડીકાકાએ ટૂંકો જ જવાબ વાળ્યો.

રસ્તામાં શાન્તા પેલી વાત કહેવા ઘણું યે મથતી હતી પણ તેનાથી બોલાતું ન હતું. અને વાડીકાકા તો જાણે કંઈ જ જાણતા નથી તેમ વર્તતા હતા. ગળામાં ડૂમો ભરાય ને જેવું દર્દ થાય તેવું શાન્તાને થતું હતું.

રાત્રે વાડીકાકાના માથા પર એક કોમળ હાથ ફરી રહ્યો હતો. વાડીકાકા ચૂપચાપ પડી રહ્યા હતા. થોડીવારમાં તો તેમના કપાળ પર કોઈનાં ગરમ આંસુ ટપકવા માંડ્યાં.

'તું રડે છે કેમ? તને શું થાય છે?' બેઠા થઈ વાડીકાકા બોલ્યા.

'કંઈ થતું નથી.'

'તો પછી રડે છે શા માટે?' વાડીકાકા શાન્તાના બરડે હાથ ફેરવવા લાગ્યા. શાન્તાનાં આંસુથી વાડીકાકાના હૃદયમાંનો ડંખ ધોવાતો હતો.

'મને તમે કંઈક તો ઠપકો આપો. મને તમે કેમ ધમકાવતા નથી? મને તમે કેમ કંઈ કહેતા નથી? મને કંઈક તો કહો. હું પાપિણી છું. હું મૂર્ખી છું. મેં તમને દુઃખી કર્યા...' કહી શાન્તા વાડીકાકાના ખોળામાં માથું નાંખી ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી

'મારે તને કંઈ જ ઠપકો આપવાનો નથી. તું નકામી રડે છે. જો, મારી સામે તો જો!' કહી વાડીકાકા શાન્તાનું મોં ઊંચું કરવા લાગ્યા.'

'બોલ, હું તને શિક્ષા કરું તે સહન કરીશ?'

'હા. તમે કહેશો તે બધું જ કરીશ. તમે મને કડકમાં કડક શિક્ષા કરો. મેં...' શાન્તાનો કંઠ ભરાઈ ગયો. તેની આંખમાંથી આંસુની ધારાઓ વહેતી હતી.

'તો સાંભળ, તને મારી એટલી શિક્ષા છે કે તારે હવે રડવાનું નથી.'

–અને તે રાત્રે શાન્તાને વાડીકાકાના પડખે સૂતા અનેરી હૂંફ આવતી હતી

☆

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## प्रस्तावना

આ ગીતામાં હમેશનો ૭૦૦ શ્લોકોનો ક્રમ બને ત્યાં સુધી એમ ને એમ રાખીને માત્ર જૂના અઢાર અધ્યાય ભાગી નાખવામાં આવ્યા છે; વિષયોના વિવેચનને અનુસરીને સાતસો શ્લોકોને બાવન અધ્યાયોમાં વહેંચી દીધા છે અને તે અધ્યાયોના નામ નવા પાડ્યા છે. ગીતાના વિવેચનમાં જે શ્લોકોની ખરેખર આવશ્યકતા નથી એવા, તેમ જ જે શ્લોકો બધી જાતના અને બધા ધર્મના વિદ્યાર્થીઓને ગીતા શીખવતી વખતે અનુપયુક્ત તેમ જ અડચણભર્યા લાગ્યા એવા, લગભગ ૬૦–૭૦ શ્લોકો આમાંથી કાઢી નાખવામાં આવ્યા છે. મને એવો વિશ્વાસ છે કે આ શ્લોકોને અભાવે ગીતાબોધ ખંડિત થતો નથી કેટલાક શ્લોકો વિવેચનની દૃષ્ટિએ અયોગ્ય જગ્યાએ આવ્યા છે એવું સ્પષ્ટ દેખાવાથી તેમને ઘટતે સ્થાને મૂકી વિવેચન વધુ વ્યવસ્થિત કર્યું છે. એવા ફેરફાર બને ત્યાં સુધી ન જ કરવા અને ગીતાના શ્લોકોનો ક્રમ બને ત્યાં સુધી છે તેવો જ અબાધિત રાખવો એવું ધોરણ રાખ્યું છે.

આ જાતની બાવન અધ્યાયોની ગીતા મૂળમાં જ છપાવવાની હોઈ, અહીં ગીતાનો અક્ષરશઃ અનુવાદ ન કરતા આજના શબ્દોમાં, ગીતાને જે રીતે મુકાય તે રીતે પ્રકરણશઃ મૂકવાનો પ્રયત્ન છે. આમ કરવાથી, નવીન પદ્ધતિથી પ્રકરણો રચવાનો હેતુ સ્પષ્ટ થશે અને તે સિદ્ધ પણ થશે. વિદ્યાર્થીઓ માટે જ આ વ્યવસ્થા કરી છે. આની મદદથી ગીતાનું અધ્યયન કર્યા પછી મૂળ ગીતા એક વાર વાચવાથી તે સહેલાઈથી સમજાશે. નવી ઢબે અધ્યાય પાડવાને લીધે અને ક્રમ ફેરવવાને લીધે સગવડ થશે જ. જેમ લોકમાન્યે કહ્યું છેઃ કોહીનૂરને નવી ઢબે પાસા પાડવાથી એનું તેજ અને એની કિંમત વધી તેમ જ ગીતાને આ ઢબે વાચતા ગીતાર્થ વધારે સ્પષ્ટ થશે એવી આશા છે.

બાવન પ્રકરણ બનાવવાથી ગીતાની શિખામણ અને તેનું વલણ સ્પષ્ટતાથી સમજવામાં મદદ થશે જ.

આ લખાણ મૂળ મરાઠીમાં લખાયલું હોવાથી તેનું ગુજરાતી ભાષાંતર મારા મિત્ર શ્રી. ગોપાળરાવ કુલકર્ણીએ કરી આપ્યું છે.

## गीतामाहात्म्यम्

श्री विष्णुरुवाच ।

१. गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
गीताज्ञानमुपाश्रित्य त्रीँल्लोकान्पालयाम्यहम् ॥

२. यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि ! निवसामि सदैव हि ॥

३. प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥

४. सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

५. मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे कृष्णं वंदे जगद्गुरुम् ॥

६. यं ब्रह्मा वरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

७. विपदो नैव विपदः संपदो नैव संपदः ।
विपद्विस्मरणं विष्णोः संपन्नारायणस्मृतिः ॥

८. विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा, ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा ।
रागद्वेष विषार्तिमोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्थितो गुणगणैस्तस्मै नमः सर्वदा ॥

९. समः सर्वेषु भूतेषु
ईश्वरः सुखदुःखयोः ।

महान् महात्मा सर्वात्मा
नारायण इति श्रुति. ॥

ॐ नमो नारायणाय पुरुषोत्तमाय

ભગવતી પૃથ્વીને શ્રી વિષ્ણુ કહે છે કે પૃથ્વી, જ્યા ગીતાનું ચિંતન ચાલે છે પઠન પાઠન, ચર્ચા વગેરે ચાલે છે, ત્યા મારો નિવાસ હમેશા હોય છે ગીતા એ મારી સૌથી ઉત્તમ શિખામણ છે ગીતાજ્ઞાન સૌથી વિશાળ જ્ઞાન છે ગીતા એ જ બ્રહ્મવિદ્યા છે ગીતાજ્ઞાનનો આશ્રય કરીને જ હુ ત્રણે લોકનુ પાલન કરુ છુ એટલે જ ગીતા એ લોકશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર છે

[ ઋષિઓનો ધર્માનુભવ એ જ ધર્મનો મૂળ આધાર હોઈ શકે તે અનુભવ ઉપનિષદોમા સઘરેલો છે વેદોમા જે છે તે બધુ ઉપનિષદોમા આવી ગયુ છે ] આ સર્વ ઉપનિષદો ગાયો છે એમ સમજી શ્રીકૃષ્ણે એમનુ દોહન કર્યું અને દોહન કરવા માટે પાર્થ જેવા વાછડાને આગળ ધરી બધા વિચારવાન લોકોને પીવા માટે ગીતારૂપી આ અમૃત એમણે દોહી આપ્યુ છે તે કૃષ્ણની મહત્તા શી રીતે વર્ણવી શકાય ?

જેની કૃપાથી મૂગાઓ પણ અસ્ખલિત વક્તાઓ થાય છે, અને પાંગળાઓ પણ પહાડ ઓળગી જાય છે એવા જગદ્ગુરુ લોકગુરુ યોગીરાજ કૃષ્ણને હુ સ્મરણપૂર્વક નમન કરુ છુ

દુનિયામા હમેશા આવતી વિપત્તિઓ એ સાચી વિપત્તિઓ નથી અને લોકો જેને સપત્તિ સમજે છે તે સાચી સપત્તિ પણ નથી, સર્વવ્યાપી પરમાત્માના વિરાટ સ્વરૂપનું વિસ્મરણ થવુ એ જ મોટી વિપત્તિ છે અને મનુષ્યજાતિના હૃદયમા નિવાસ કરતા એ નારાયણનુ અખડ સ્મરણ રહેવુ એ જ મોટુ સામર્થ્ય અને ઐશ્વર્ય છે

કોઈ તેને વિષ્ણુ કહે કોઈ મહાદેવ કહે, બ્રહ્મદેવ કે ઇંદ્ર કહે, સૂર્યચદ્રના રૂપમા કોઈ એની ઉપાસના કરે કે બુદ્ધ અને સિદ્ધ જેવી વિભૂતિઓની પૂજા કરે, પણ જેનામાથી રાગદ્વેષરૂપી ઝેર નીકળી ગયુ છે, દુખ અને મોહ જેને સ્પર્શી શકતા નથી, સર્વ સત્ત્વો વિષે જેને અનુકપા છે, અને સર્વ પ્રકારના શુભ ગુણોથી જે પૂર્ણ રીતે ભરેલો છે – એવો જે કોઈ હશે તે જ મારો પરમેશ્વર, તેને હુ સતત નમસ્કાર કરુ છુ સર્વ પ્રાણીમાત્રમાં–ભૂતમાત્રમા જે સમાન પણે રહેલો છે, સુખદુખો ઉપર જેનો સપૂર્ણ કાબૂ છે, જેનુ હૃદય અત્યત વિશાળ છે, જેની મહાન વિભૂતિ ચરાચરાત્મક વિશ્વની સાથે આત્મીયતા અનુભવે છે તે જ નારાયણ, એવુ ધર્મવચન છે તે પુરુષોત્તમ નારાયણને હુ નમસ્કાર કરુ છુ

## अध्याय १

## स्वजनदर्शनयोगः

### धृतराष्ट्र उवाच

१ धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥

### संजय उवाच

२ अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥

३ हृषीकेशं तदा वाक्यमिदमाह, महीपते ।

### अर्जुन उवाच

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ।

४ यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥

५ योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

### संजय उवाच

६ एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥

७ भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच 'पार्थ ! पश्यैतान्समवेतान्कुरूनिति " ॥

८ तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥

'રાજા ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો એટલે સંજય કહે છે:

હે રાજા! બંને બાજુનાં લશ્કરો જ્યારે યુદ્ધ માટે તૈયાર દેખાયાં ત્યારે અર્જુને હાથમાંનું ધનુષ્ય ઊંચકી લઈ શ્રીકૃષ્ણને કહ્યું:

હે અચ્યુત, આ બન્ને લશ્કરોની વચ્ચે મારો રથ લઈ લો, જેથી કોણ કોણ લડવા આવ્યા છે તે બરાબર જોઈ લઈ તેમાંથી કોની સાથે મારે જાને લડવું જોઈએ તે હું નક્કી કરી શકું. પેલા દુર્બુદ્ધિ દુર્યોધનનું પ્રિય સાધવા માટે કોણ કોણ લડવા ઉત્સુક થયા છે તે મને એક વાર જોઈ લેવા દો.

સંજય કહે છે. અર્જુને આમ કહેતાની સાથે જ શ્રીકૃષ્ણે રથને બંને લશ્કરોની વચ્ચે ઊભો કર્યો અને ભીષ્મદ્રોણાદિ બધા ક્ષત્રિયોની સામે ઊભા રહી કહ્યું: 'હે પાર્થ! આ જુઓ, કૌરવપક્ષના માણસો અહીં ભેગા થયા છે.'

અર્જુને જોયું તો બધા જ એના આપ્તજનો! બાપ, દાદા, મામા, ભાઈ, છોકરાઓ, પૌત્ર, ગુરુજન, મિત્રગણ, સસરાઓ અને સગાવહાલા વગેરે બધા સ્વજનો બંને લશ્કરોમાં ઊભેલા.

## अध्याय २

## अर्जुनविषादयोगः

१. तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥

### अर्जुन उवाच

२. दृष्ट्वेमं स्वजनं कृष्ण! युयुत्सुं समुपस्थितम् ।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ॥

३. वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥

४. न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

५. न कांक्षे विजयं, कृष्ण! न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद! किं भोगैर्जीवितेन वा ॥

६. येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थितायुद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥

७. आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सम्बन्धिनस्तथा ॥

८. एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन!
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥

९. निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन!
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥

१०. तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

११. यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥

१२. कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन!

१३. कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥

१४. अधर्माभिभवात्कृष्ण! जायते वर्णसंकरः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥

१५. उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन!
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥

१६. अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥

१७. यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥

### संजय उवाच

१८. एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥

તે જોઈને અર્જુન એકદમ ગળગળો થયો અને વિષણ્ણ થઈને ભગવાન પ્રત્યે બોલ્યો: હે કૃષ્ણ, આ સ્વજનોને આમ લડવા તૈયાર થયેલા જોઈને મારા હાથપગ એકદમ ઢીલા પડી જાય છે, મોઢું સુકાય છે, શરીર ધ્રૂજે છે, રૂંવાડાં ખડાં થાય છે, હાથમાંનું ધનુષ્ય સરી પડે છે, આખા શરીરમાં ભડકો થયો હોય એવું લાગે છે, અને હું ઊભો પણ રહી શકતો નથી. મન જાણે ચકાવે ચડી ગયું હોય એવું લાગે છે. લડાઈમાં સ્વજનોને મારતાં મને

महान् महात्मा सर्वात्मा
नारायण इति श्रुतिः ॥

ॐ नमो नारायणाय पुरुषोत्तमाय

ભગવતી પૃથ્વીને શ્રી વિષ્ણુ કહે છે. હે પૃથ્વી, જ્યાં ગીતાનું ચિંતન ચાલે છે, પઠન, પાઠન, ચર્ચા વગેરે ચાલે છે, ત્યાં મારો નિવાસ હમેશાં હોય છે. ગીતા એ મારી સૌથી ઉત્તમ શિખામણ છે. ગીતાજ્ઞાન સૌથી વિશાળ જ્ઞાન છે. ગીતા એ જ બ્રહ્મવિદ્યા છે. ગીતાજ્ઞાનનો આશ્રય કરીને જ હું ત્રણે લોકનું પાલન કરું છું. એટલે જ ગીતા એ લોકશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર છે

[ ઋષિઓનો ધર્માનુભવ એ જ ધર્મનો મૂળ આધાર હોઈ શકે. તે અનુભવ ઉપનિષદોમાં સંઘરેલો છે. વેદોમા જે છે તે બધુ ઉપનિષદોમાં આવી ગયુ છે. ] આ સર્વ ઉપનિષદો જાણે કે ગાયો છે એમ સમજી શ્રીકૃષ્ણે એમનું દોહન કર્યું. અને દોહન કરવા માટે પાર્થ જેવા વાછડાને આગળ ધરી બધા વિચારવાન લોકોને પીવા માટે ગીતારૂપી આ અમૃત એમણે દોહી આપ્યુ છે. તે કૃષ્ણની મહત્તા શી રીતે વર્ણવી શકાય ?

જેની કૃપાથી મૂગાઓ પણ અસ્ખલિત વક્તાઓ થાય છે, અને પાંગળાંઓ પણ પહાડ ઓળગી જાય છે એવા જગદ્ગુરુ, લોકગુરુ યોગીરાજ કૃષ્ણને હું સ્મરણપૂર્વક નમન કરું છુ

દુનિયામાં હમેશાં આવતી વિપત્તિઓ એ સાચી વિપત્તિઓ નથી અને લોકો જેને સંપત્તિ સમજે છે તે સાચી સંપત્તિ પણ નથી, સર્વવ્યાપી પરમાત્માના વિરાટ સ્વરૂપનું વિસ્મરણ થવું એ જ મોટી વિપત્તિ છે અને મનુષ્યજાતિના હૃદયમા નિવાસ કરતા એ નારાયણનું અખંડ સ્મરણ રહેવું એ જ મોટું સામર્થ્ય અને ઐશ્વર્ય છે.

કોઈ તેને વિષ્ણુ કહે, કોઈ મહાદેવ કહે, બ્રહ્મદેવ કે ઇંદ્ર કહે; સૂર્યચંદ્રના રૂપમાં કોઈ એની ઉપાસના કરે કે બુદ્ધ અને સિદ્ધ જેવી વિભૂતિઓની પૂજા કરે; પણ જેનામાંથી રાગદ્વેષરૂપી ઝેર નીકળી ગયું છે, દુઃખ અને મોહ જેને સ્પર્શી શકતાં નથી, સર્વ સત્ત્વો વિષે જેને અનુકંપા છે, અને સર્વ પ્રકારના શુભ ગુણોથી જે પૂર્ણ રીતે ભરેલો છે – એવો જે કોઈ હશે તે જ મારો પરમેશ્વર, તેને હું સતત નમસ્કાર કરું છું. સર્વ પ્રાણીમાત્રમાં–ભૂતમાત્રમાં જે સમાન પણે રહેલો છે, સુખદુઃખો ઉપર જેનો સંપૂર્ણ કાબૂ છે, જેનું હૃદય અત્યંત વિશાળ છે, જેની મહાન વિભૂતિ યત્રતત્ર વિશ્વની સાથે આત્મીયતા અનુભવે છે તે જ નારાયણ, એવું ધર્મવચન છે. એ પુરુષોત્તમ નારાયણને હું નમસ્કાર કરું છું.

अध्याय १

## स्वजनदर्शनयोगः

### धृतराष्ट्र उवाच

१. धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ।

### संजय उवाच

२ अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥

३ हृषीकेशं तदा वाक्यमिदमाह, महीपते !

### अर्जुन उवाच

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत !

४ यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥

५. योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

### संजय उवाच

६. एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत !
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥

७. भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच "पार्थ ! पश्यैतान्समवेतान्कुरूनिति " ॥

८ तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥

'રાજા ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો એટલે સંજય કહે છે:

હે રાજા! બંને બાજુનાં લશ્કરો જ્યારે યુદ્ધ માટે તૈયાર દેખાયાં ત્યારે અર્જુને હાથમાંનું ધનુષ્ય ઊંચકી લઈ શ્રીકૃષ્ણને કહ્યું:

હે અચ્યુત, આ બન્ને લશ્કરોની વચ્ચે મારો રથ લઈ લો, જેથી કોણ કોણ લડવા આવ્યા છે તે બરાબર જોઈ લઈ તેમાંથી કોની સાથે મારે આને લડવું જોઈએ તે હું નક્કી કરી શકું. પેલા દુર્બુદ્ધિ દુર્યોધનનું પ્રિય સાધવા માટે કોણ કોણ લડવા ઉત્સુક થયા છે તે મને એક વાર જોઈ લેવા દો.

સંજય કહે છે: અર્જુને આમ કહેતાની સાથે જ શ્રીકૃષ્ણે રથને બંને લશ્કરોની વચ્ચે ઊભો કર્યો અને ભીષ્મદ્રોણાદિ બધા ક્ષત્રિયોની સામે ઊભા રહી કહ્યું: 'હે પાર્થ! આ જુઓ, કૌરવપક્ષના માણસો અહીં ભેગા થયા છે.'

અર્જુને જોયું તો બધા જ એના આપ્તજનો! બાપ, દાદા, મામા, ભાઈ, છોકરાઓ, પૌત્ર, ગુરુજન, મિત્રગણ, સસરાઓ અને સગાવહાલા વગેરે બધા સ્વજનો બંને લશ્કરોમાં ઊભેલા.

अध्याय २

## अर्जुनविषादयोगः

१. तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बन्धूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥

अर्जुन उवाच

२. दृष्ट्वेमं स्वजनं कृष्ण! युयुत्सुं समुपस्थितम् ।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ॥

३. वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥

४. न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

५. न कांक्षे विजयं, कृष्ण! न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद! किं भोगैर्जीवितेन वा ॥

६. येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥

७. आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सम्बन्धिनस्तथा ॥

८. एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन!
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥

९ निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन!
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥

१०. तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

११. यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥

१२. कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन!

१३. कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥

१४. अधर्माभिभवात्कृष्ण! जायते वर्णसंकरः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥

१५. उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन!
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥

१६. अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥

१७. यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥

संजय उवाच

१८. एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥

તે જોઈને અર્જુન એકદમ ગળગળો થયો અને વિષણ્ણ થઈને ભગવાન પ્રત્યે બોલ્યો: હે કૃષ્ણ, આ સ્વજનોને આમ લડવા તૈયાર થયેલા જોઈને મારા હાથપગ એકદમ ઢીલા પડી જાય છે, મોઢું સુકાય છે, શરીર ધ્રૂજે છે, રુંવાડાં ખડાં થાય છે, હાથમાંનું ધનુષ્ય સરી પડે છે, આખા શરીરમાં ભડકો થયો હોય એવું લાગે છે, અને હું ઊભો પણ રહી શકતો નથી. મન જાણે ચકડોળે ચડી ગયું હોય એવું લાગે છે. લડાઈમાં સ્વજનોને મારતાં મને

કશું જ કલ્યાણ દેખાતું નથી હે કૃષ્ણ ન જોઈએ મારે એ વિજય, અને ન જોઈએ રાજ્ય કે સુખ – કશું જ ન જોઈએ આ રાજ્ય આ સુખોપભોગ અને આ જિંદગી શા કામના છે? જેમના હિતને માટે રાજ્યની અને સુખોપભોગની ઇચ્છા કરવાની, તે સગાવહાલાંઓ તો અહીં પોતાના જાન-માનને ભોગે લડવા તૈયાર થયા છે આચાર્ય, વડીલ, વડીલોના વડીલ દીકરાઓ, બાપદાદા સસરાઓ, સાળાઓ, મામાઓ—એવા એ બધા અમારા જ માણસો છે તેઓ મારો નાશ સાધે તોપણ હું એમને મારવાની ઇચ્છા રાખતો નથી આ પૃથ્વી માટે તો શું પણ ત્રણે લોકનું રાજ્ય મળવાનું હોય તોપણ હું આ સ્વજનોને નહિ મારું હે જનાર્દન આ ધાર્તરાષ્ટ્રોને મારીને અમને કઈ જાતનો સંતોષ મળશે? જો કે એઓ આતતાયી છે તોપણ તેમને મારવામાં અમને પાપ જ લાગવાનું છે ગમે તેમ તોયે ધાર્તરાષ્ટ્રો અમારા સ્વજન છે તેમને મારવા એ કદી પણ યોગ્ય નહિ ગણાય હે માધવ! સ્વજનોને મારીને અમે કદી પણ સુખી થઈ શકીએ ખરા? લોભને લીધે જેમની બુદ્ધિ નષ્ટ થઈ છે એવાઓને કુળક્ષય કરવામાં જે મોટો દોષ છે અને મિત્રદ્રોહ કરવામાં જે મોટું પાપ છે તે ન દેખાય તેથી શું? અમને તો તે દેખાય છે કુળક્ષયમાં રહેલો દોષ અમને દેખાતો હોવા છતાં અમને આ પાપમાંથી નિવૃત્ત થવાનું કેમ નથી સૂઝતું? શું અમે નથી સાંભળ્યું કે અધર્મ વધે અને મનુષ્યસંહાર થાય એટલે વર્ણસંકર થાય છે, જાતિધર્મ અને કુળધર્મ ડૂબી જાય છે? કુળક્ષય થાય એટલે સનાતન કુળધર્મનો નાશ થાય જ છે ધર્મનો નાશ થતાં આખું ને આખું કુળ જ વિનાશ પામે છે અને સમાજમાં અધર્મનું રાજ્ય સ્થપાય છે જે લોકો કુળધર્મનો નાશ કરે છે તેમને માટે કાયમનો નરકવાસ નક્કી થયેલો છે, એમ અમે સાંભળતા આવ્યા છીએ હાય! હાય! કેવું મહા પાપ કરવા અમે તૈયાર થયા છીએ કે રાજ્યસુખના લોભને લીધે સ્વજનોને જ મારવા તત્પર થયા છીએ! આ યુદ્ધમાં શસ્ત્ર વગરના અને ન લડનાર એવા મને, આ ધાર્તરાષ્ટ્રો શસ્ત્ર વડે મારી નાખશે તો તેમાં જ મારું વધુ કલ્યાણ છે

સંજય કહે છે યુદ્ધની શરૂઆતમાં જ આમ બોલીને હાથમાંનું ધનુષ-બાણ ફેંકી દઈને, શોકથી વિહ્વળ થઈ અર્જુન રથમાં નીચે બેસી ગયો

## अध्याय २

## उत्थानयोगः

### संजय उवाच

१ तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥

### श्रीभगवानुवाच

२ कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥

३ क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

४ अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

५ अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥

६ भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां (तेषां) च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥

७ अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥

८ हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥

અર્જુનને આવી રીતે દયાથી એકદમ ઢીલો પડી ગયેલો અને આંસુઓ પાડી રુદન કરતો જોઈ મધુસૂદન શ્રીકૃષ્ણે તેને કહ્યું

અર્જુન આવે કટોકટીને વખતે આ ઘાતક વિચાર તને ક્યાંથી સૂઝ્યો? અરે, આ વિચાર સ્વર્ગ અને કીર્તિ બંનેને ડુબાડી દે છે અનાર્યવૃત્તિવાળા માણસને જ આવો વિચાર સૂઝે અરે, જેનું નામ સાંભળતાં જ શત્રુના હાંજા ગગડી જાય તેવો તું આવો નામર્દ કેમ થાય છે? તને આ નિર્બળતા શોભતું નથી હૃદયની નબળાઈ ફેંકી દઈ ઊભો થા ધર્મથી જ આ યુદ્ધ

તારી આગળ આવી પડયુ છે એને જો તુ ટાળીશ તો સ્વધર્મને પણ ખોઈશ, આજ સુધી મેળવેલી કીર્તિને પણ ગુમાવીશ અને કેવળ પાપનો ભાગીદાર થઈશ અનતકાળ સુધી લોકો તારો અપજશ ગાયા કરશે આબરૂદાર માણસને મરણુ કરતા પણ અપકીર્તિ વધારે સાલે છે મોટા મોટા લડવૈયાઓ એમ જ માનશે કે અર્જુન ડર્યો, તે ઢીલો થયો અને યુદ્ધમાથી પાછો ફર્યો જે મહારથી વીરો તારુ બહુમાન કરતા, તેમની વચ્ચે તું કોડીની કિમતનો થઈશ. તારી સાથે વેર રાખનાર લોકો તારે માટે ગમે તેવી વાતો કરશે, તારા સામર્થ્યની નિદા કરશે. એનાથી વધુ દુખ કયુ હોઈ શકે ?

આટલી ગડમથન શાની ? લડાઈમા મરાઈ જઈશ તો તને ચોક્કસ સ્વર્ગ મળશે અને લડાઈ જીતીશ તો તને પૃથ્વીનો ઉપભોગ કરવાની તક મળશે માટે મનની શકાઓ ત્યજીને યુદ્ધનો નિશ્ચય કર અને ઊભો થા

## अध्याय ४

## स्वधर्मकर्मयोगः

### श्रीभगवानुवाच

१ स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥

२ यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिन क्षत्रिया पर्थ! लभन्ते युद्धमीदृशम् ॥

३ ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणै ॥

४ शमो दमस्तप शौच क्षान्तिरार्जवमेव च ।
ज्ञान विज्ञानमास्तिक्य ब्रह्मकर्म स्वभावजम् ॥

५. शौर्य तेजो धृतिर्दाक्ष्य युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावजम् ॥

६ कृषिगौरक्ष्यवाणिज्य वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मक कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

७ चातुर्वर्ण्य मया सृष्ट गुणकर्मविभागश ।
स्वभावनियत कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

८ श्रेयान् स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

९ स्वे स्वे कर्मण्यभिरत ससिद्धि लभते नर ।
स्वकर्मनिरत सिद्धि यथा विन्दति तच्छृणु ॥

१० यत प्रवृत्तिर्भूतानां येन सर्वमिद ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विन्दति मानव ॥

११ सहज कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृता ॥

લૌકિક દૃષ્ટિએ આટલી દલીલ કર્યા પછી ભગવાન બીજી રીતે પણ સમજાવે છે —

સ્વધર્મનો વિચાર કરીને પણ તારે આ ઢીલા-પોચાપણુ મૂકી દેવુ જોઈએ સત્ પક્ષના બચાવને ખાતર ધર્મયુદ્ધ ચલાવવુ એના કરતા ક્ષત્રિયને માટે વધુ શ્રેયસ્કર કશુ જ નથી હે પાર્થ, એની મેળે જ ચાલ્યુ આવેલુ અને જાણે કે સ્વર્ગનું બારણુ ખુલ્લુ હોય એવુ આ યુદ્ધ ભાગ્યવાન ક્ષત્રિયોને જ લાધે છે

વર્ણવ્યવસ્થા મુજબ ક્ષત્રિયોએ ધર્મયુદ્ધ કરવુ જ જોઈએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ બધાને તેમના સ્વભાવાનુસાર પ્રગટેલા ગુણોને અનુસરીને, પોતપોતાના કામ વહેંચી આપ્યા છે

પોતાની વૃત્તિ શાંત કરવી, ઇંદ્રિયોનો ને વાસનાઓનો નિગ્રહ કરવો, બધી જાતની શક્તિ વધારવા માટે કષ્ટ સહન કરી તપ કરવુ, અતર્બાહ્ય પવિત્ર રહેવુ ક્ષમાવાન થવુ, સરળતાથી વર્તવુ, બધી જાતની સસ્કારિતા ને અનુભવ મેળવવા, અને આત્મા ઉપર વિશ્વાસ રાખી તેના વિકાસને માટે જીવવુ—એ બ્રાહ્મણોનુ જીવનકાર્ય છે

શૌર્ય, તેજસ્વિતા, ધૃતિ, દક્ષતા, યુદ્ધમા સ્થિર રહેવાની હિમત, દાનશીલતા અને બધા ઉપર કાબૂ રાખવાની વૃત્તિ એ તમારુ ક્ષત્રિયોનું જીવનકાર્ય છે

ખેતી કરવી, પ્રાકૃતિક શક્તિઓને જાળવીને તેમાથી પેદાશ કરવી, ઢોરઢાખર પાળીને પશુપક્ષીઓની મહેનતનો લાભ ઉઠાવવો અને માલની લેવડદેવડ અને લાવવા લઈ જવાનુ કામ કરવુ એ વૈશ્ય લોકોનુ સ્વાભાવિક કામ છે.

અને બિચારા શૂદ્રો શરીરશ્રમથી બધાની સેવાચાકરી કરવી અને લોકોનાં વૈતરા કરવા, એ તેમને ભાગે આવેલુ કામ છે

લોકોનો સ્વભાવ—તેમના ગુણધર્મ જોઈને અને સમાજને આવશ્યક એવા કર્મોનો વિચાર કરીને મે ઉપર મુજબની વહેંચણી કરેલી છે, અને ચાતુર્વર્ણ્યની રચના કરી છે મનુષ્યના સ્વભાવને અનુસરીને તેને સોંપેલુ કામ તે કરતો રહે તો તેનું કે સમાજનુ સ્વાસ્થ્ય બગડતુ નથી અને સમાજના બંધારણમા ગોટાળો ઉત્પન્ન થતો નથી

અને તેથી જ નીરસ અથવા ઓછા મહત્ત્વના લાગતા સ્વધર્મને પણ વળગી રહેવુ જ સારું કોઈવાર બીજાનુ કામ આપણે સારી રીતે કરી શકીએ અને પોતાના કામમા આપણને રસ ન હોય તોપણ સ્વધર્મ મૂકીને બીજાનુ કામ ન સ્વીકારવુ પોતાનુ ...જ કરતાં કરતા મોત આવે તો પણ તે પરવડે, પણ બીજાને ભાગે આવેલુ કામ પોતાની તરફ ખેંચી લેવામા વ્યક્તિ તથા સમાજ બંનેને આપણે મહા સંકટમા નાખીએ છીએ

મનુષ્ય પોતાના કામમા જ નિમગ્ન હોય તેને જ વળગી રહેલો હોય, તો તેને જીવનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. સ્વધર્મને-સ્વકર્મને વળગી રહેવાથી એ સિદ્ધિ કેવી રીતે મળે છે, જીવન કેવી રીતે સમૃદ્ધ બને છે, તે સાંભળ.

આપણુ જીવન સર્વોત્તમની—વિરાટ પુરુષની—સેવા માટે છે જેના વડે આ ચરાચર સૃષ્ટિ વ્યાપેલી છે, જેનામાથી ભૂતમાત્રો પ્રવૃત્ત થયા છે, તેની સાચી પૂજા સ્વકર્મ સંભાળવાથી જ થાય છે વિરાટ પુરુષનો હેતુ કે લીલા પાર પાડવામા જ માણસને જીવનસિદ્ધિ મળે છે તેથી પોતાને ભાગે આવેલુ સહજ કર્મ સદોષ દેખાય તોપણ એનો ત્યાગ ન કરવો એમ જોવા જઈએ તો પ્રયત્નમાત્રમા દોષ તો રહેલો જ છે અગ્નિની આસપાસ ક્યારે ધુમાડો નથી હોતો!

## अध्याय ५

## स्वजनकृपायोगः

### अर्जुन उवाच

१. कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥

२ गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान् ॥

३ न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥

४. कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

५. न हि प्रपश्यामि ममापनुद्याद्-
यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥

### संजय उवाच

६ एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥

આટલાથી અર્જુનને સંતોષ ન થયો; સ્વભાવની જ વાતો કરતા તેણે કહ્યું હે મધુસૂદન! પણ હું લડાઈમા પૂજ્ય ભીષ્માચાર્ય અને દ્રોણાચાર્ય ઉપર બાણ કેવી રીતે ચલાવુ? તેમના જેવા મહાનુભાવ, મહાત્મા ગુરુજનોને મારવા કરતા દુનિયામા ભીખ માગીને જીવવુ પડે તો તે પણ સારું આ ગુરુજનો સ્વાર્થના ભાગ બન્યા છે માટે આપણે એમને મારીએ તો લોહીથી ખરડાયેલા ભોગ જ આપણે ભોગવવા પડશે. આ બંનેમા આપણે માટે કયુ વધારે શ્રેયસ્કર છે તે સમજાતુ નથી આપણે

વિજય થાય એ સારું કે ન થાય એ સારું, એ પણ કોણ કહી શકે ? ખરેખર આપણું હિત શામાં છે તે જ મને નથી સમજાતું. જેમને માર્યા પછી જીવવાની વાસના પણ નહિ રહે તેઓ આ આપણા સગા ધાર્તરાષ્ટ્રો આપણી સામે લડવા માટે ઊભા છે. સ્વજનકૃપાથી ઘેરાયેલો હોઈ મારી સ્વાભાવિક બુદ્ધિ આજે કામ આપતી નથી. ધર્મ કયો અને અધર્મ કયો એ વિષે મનમાં ગોટાળો ઉત્પન્ન થયો છે. તેથી જ હું તમને પૂછું છું, ભગવન્. હું તમારો શિષ્ય છું, તમારે શરણે આવ્યો છું. મને માર્ગ બતાવો અને નિશ્ચિત રીતે જે કંઈ શ્રેયસ્કર હોય તે મને કહો. આ પૃથ્વી ઉપર એકછત્રી અને બધી રીતે સંપન્ન એવું રાજ્ય મળે અથવા દેવો ઉપર પણ સ્વામિત્વ મળે, તોપણ બધી ઇંદ્રિયોને શોષી નાખનાર આ મારો શોક જેનાથી દૂર થાય એવો કોઈ પણ ઉપાય મને દેખાતો નથી

સંજયે કહ્યું : તે શૂરવીર અર્જુન અત્યંત ઉદ્વેગથી આવું બોલ્યો અને 'હું હવે લડવાનો નથી' એવું દૃઢતાથી કહી મૂંગો બેસી રહ્યો.

## अध्याय ६

## प्रबोधनयोगः

(आत्मस्तवराज)

### संजय उवाच

૧ तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥

### श्रीभगवान् उवाच

૨. अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥

૩. न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

૪. देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

૫. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

૬. अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

૭. अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥

૮. य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ।

૯. न जायते म्रियते वा कदाचिन्-
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

૧૦. वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥

૧૧. वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

૧૨. नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

૧૩. अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

૧૪ अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

૧૫. अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥

૧૬. जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

૧૭. अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

૧૮. देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥

બન્ને લશ્કરોની વચ્ચે આવી રીતે શોકમાં પડેલા અર્જુનને સહેજ હસીને ભગવાને કહ્યું :

અરે, જેમને માટે દુઃખ કરવું ન ઘટે તેમને માટે તું દુઃખ કરે છે અને ઊલટી ડહાપણની વાતો સંભળાવે

